# ॥ अनुभवपंचविंशतिग्रन्थनी

## प्रस्तावना.

---

ભવ્યજીવો આત્મસ્વરૂપ અવબોધેછે તદા ઉપાદેય શુદ્ધ સાધ્યબિંદુ આત્મા છે એવ શ્રદ્ધાનતઃ સ્વીકારી જન્મ જરા મૃત્યુના દુ ખ પરિહારાર્થ અને પરમાનંદસ્વાદાર્થ આત્માભિમુખ થઇ રત્નત્રયીનું યથાશક્તિ દેશત સર્વત આરાધન કરે છે આત્મજ્ઞાનાર્થ આત્મવેત્તાઓ ભવ્યજીનોને ઉપદેશ આપે છે, પુસ્તક લખે છે, પત્ર લખે છે ત્રણુ કાલમા આ પ્રમાણે સ્થિતિ બની રહી છે તદ્વત્ આ ગ્રન્થનો ઉદ્દેશ પણ સમજવો, સંવત ૧૯૫૮ની સાલમાં પાદરા ગામમા ચાતુર્માસી કરી હતી. ચાતુર્માસી કર્યાબાદ વડોદરા શહેરમા આવવું થયું હતુ ત્યાથી ચૈત્રશુદીમા પાદરા આવીને ત્યાંથી વિહાર કર્યો હતો, ગામ વાસદ આવીને ત્યાંથી કાવીઠાના શા રતનચંદ લાધાજી તથા શા ઝવેરભાઇ ભગવાનદાસ ઉપર અનુભવ પચ્ચીશી નામનો પત્ર સમ્યગ્અધ્યાત્મજ્ઞાનાર્થ લખ્યો હતો પ્રસંગત તેનુ વિવેચન કરવા ઇચ્છા થઇ, કાવીઠાથી વસો ખેડા થઇ અમદાવાદ આવીને ત્યાથી પુન વસો સાણંદ વગેરે થઇ ભોયણી જવાનુ થયું ત્યાંથી મેહેસાણા જવાનું થયું. ત્યાં વૈશાખ માસમા અનુભવ પચ્ચીશીનો અર્થ પુરવા માંડયો. સંવત ૧૯૫૯ ની સાલનુ ચો

માસું ગામ માણસામાં કર્યું. ત્યાં નવરાશના સમયમાં દુહાઓ ઉપર કેટલુંક વિવેચન લખાયું. પશ્ચાત્ ત્યાંથી ચાતુર્માસ ઉતર્યાબાદ વિજાપુર (વિદ્યાપુર) જવાનું થયું. ત્યાં ઉત્તરાયનના દીવસે આ ગ્રંથનું વિવેચન પૂર્ણ કર્યું. વિજાપુરગામ આલેખકનું જન્મસ્થાન છે ત્યાં વિદ્યાનંદ નામનું વ્યાકરણ વિદ્યાનંદ નામના આચાર્યે બનાવ્યું હતું, ધર્મપરીક્ષા નામનો રાસ પણ ત્યાં રચાયોછે, ધર્મઘોષસૂરિ વગેરે મહાન્ આચાર્યોનું ત્યાં રહેવાનું થયું છે. સં. ૯૨૭ ની સાલમાં પ્રાયઃ વિજાપુર ગામ વસ્યું છે. આ ગામમાં પૂર્વે પંડિત પુરૂષો ઘણા ઉદ્ભવતા હતા. બ્રાહ્મણોમાં પંડિત પુરૂષો થયા છે અને બારોટ વર્ગમાં જેઠાલાલ તથા ગીરધરભાઇ વગેરે વ્રજભાષાના પ્રખ્યાત કવિયો થયા છે. વ્રજભાષા તથા ગુર્જર ભાષાના કવિશિરોમણિ થોડા વર્ષ ઉપર ત્યાં યતિજી અમૃતવિજયજી હતા. સંવત ૧૯૬૦ સુધીમાં લેખકની હૃદય ચિત્રશક્તિ અવલોકવાનો સમય આ પુસ્તકથી ભવિષ્યમાં ભવ્યજનોને મળશે, પ્રથમના વિચારો કરતાં હાલમાં ધર્મના વિચારોમાં વિશેષ ફેલાવો થએલો છે. ઉત્તરોત્તર ઉમરમાં વિશેષતઃ અનુભવ ખીલતો જાય છે એમ આગળ પાછળના વિચારો જોતાં સહજ માલુમ પડી શકે છે. જિનાગમાનુસાર પ્રબંધ લખતાં ઉમર વધતાં અનુભવ વધતાં પણ ઉત્સૂત્ર પ્રરૂપણા થઇ શકતી નથી.

આ અનુભવ પંચવિંશતિ નામના ગ્રંથમાં મંગલાચરણ બાદ ગુરૂસ્વરૂપ દર્શાવવામં આવ્યું છે. પશ્ચાત્ આત્મ

સ્વરૂપની વ્યાખ્યાને ઉદ્દેશીને લખવામા આવ્યુ છે. પશ્ચાત્ કર્મ અને આત્માનો સંવાદ પત્ર ૮૪ થી શરૂ થયો છે પશ્ચાત્ આઠપક્ષથી સિદ્ધ સ્વરૂપ બતાવવામા આવ્યું છે પશ્ચાત્ ચાર નિક્ષેપાનુ સ્વરૂપ વર્ણન કર્યું છે તેમા મૂર્તિપૂજાની માન્યતા નયુક્તિથી સિદ્ધ કરી છે. પશ્ચાત્ શુદ્ધ ચેતના અને આત્માનો સંવાદ છે પશ્ચાત્ જ્ઞાનપૂર્વક ધ્યાન કરવાની સ્થિતિ દર્શાવી છે, જ્ઞાનિની મહત્તા સંબંધી સંયમ બત્રીશીની સાક્ષી આપી છે ચંદાવિજય પયન્નાનો પુરાવો આપ્યો છે, પશ્ચાત્ પત્ર ૧૪૬ માથી દશ પ્રકારનુ મિથ્યાત્વ સ્વરૂપ છે તેનુ વર્ણન કર્યું છે મિથ્યાત્વનુ વર્ણન કરતા સાત નિન્હવનુ વર્ણન લેશત કર્યું છે સમ્યગ્દૃષ્ટિ જીવ મિથ્યાશાસ્ત્રોને પણ સમ્યક્ત્વરૂપે પરિણમાવે છે તે સંબંધીની ૧૭૨ પાને શ્રી નંદિસૂત્રની સાક્ષી સૂત્રપાઠપૂર્વક આપી છે પશ્ચાત્ સ્યાદ્વાદનુ રહસ્ય કહ્યુ છે પશ્ચાત્ ૧૮૭ થી મુક્તિરૂપ પ્રાસાદ આરોહણ માટે પન્નર પગથીયા બતાવ્યા છે તે વિશેષત મનન કરવા યોગ્ય છે પશ્ચાત્ આત્માની ઉપાદેયતા વિશેષત સમજાવી તેમની તરફથી ગ્રંથ પૂર્ણ કર્યો છે

આ ગ્રંથ છપાવવા માટે માણસાવાળા શા વીરચંદભાઈ કૃષ્ણાજીની ઇચ્છા થઇ અને તેમણે અબાસણવાળા પુનાના રહીશ શેઠ ગગલભાઇ હાથીભાઇ ઉપર પત્ર લખ્યો તેમણે ગ્રંથ છપાવવાની ઇચ્છા જણાવી અને કહ્યુ ત્યારે ગ્રંથ મુદ્રાંકિત થયો.

શેઠ ગગલભાઇ હાથીભાઈ ગુર્જર (ગુજરાત) દેશમાં

શ્રીમાલી જ્ઞાતિમાં પ્રખ્યાત છે. તેમણે ગૃહસ્થના ધર્મ પ્રમાણે ધર્મકૃત્યમાં લક્ષ્મી વાપરી છે. અધ્યાત્મજ્ઞાન અને દ્રવ્યાનુયોગના જ્ઞાન માટે તીવ્રજિજ્ઞાસા છે. મુનિરાજ વર્ગની પાસેથી પ્રસંગોપાત જ્ઞાન વ્યાખ્યાનદ્વારા ગ્રહણ કરે છે. તેમનામાં ધર્મરૂચિ સારી છે. શ્રાવક ધર્મ યોગ્ય સદ્ગુણો પ્રતિદિન ખીલવવા પ્રયત્ન કરે છે અને ભવિષ્યમાં કરશે તેમની વિનંતિથી ગ્રંથ બહાર પાડયો છે. ધર્મજ્ઞાનના પ્રસાર માટે તેમણે વિત્તવ્યય કર્યો છે તેથી તેમને ધન્યવાદ ઘટેછે. અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડલ ખાતે આ ગ્રંથ તેમણે છપાવી સમર્પ્યો છે કે જેથી જૈનતત્ત્વજ્ઞાનનો ફેલાવો થાય.

આ ગ્રંથમાં છદ્મસ્થદૃષ્ટિથી કોઇ સ્થાને જિનાજ્ઞા વિરૂદ્ધ લખાયું હોય તો વિદ્વજ્જનો સુધારી વાંચશે. ઉત્સૂત્ર પ્રરૂપણા મતિદોષથી થઈ હોય તો તે માટે મિથ્યા દુષ્કૃત દઉં છું–

જૈન તત્ત્વજ્ઞાનનો ફેલાવો થાઓ, ભવ્યજીવો આ ગ્રંથ વાંચી આત્મતત્ત્વ સાધ્ય ગણી સાપેક્ષ બુદ્ધિથી આત્મધર્મમાં પ્રવૃત્તિ કરી પરમાનંદ પ્રાપ્ત કરો. એજ

શુભાશીઃ ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

સંવત ૧૯૬૫ ના દ્વિતીય શ્રાવણ શુદી ૫ શનિવાર.

लेखक मुनि बुद्धिसागर.

मुकाम अमदावाद.

# બે બોલ.

મંડળ તરફથી પ્રગટ થતા ગ્રન્થો તત્વમાર્ગ વિષે કેટલું અજવાળુ પાડનારા છે અધ્યાત્મ જ્ઞાનના પોષક છે તે માટે શિષ્ટાચાર પ્રમાણે વિસ્તારથી લખી શકાય છતા લેખક ગુરૂ-શ્રી-નુ ચારિત્ર જીવન તથા લેખન અને કાવ્ય શૈલી-શકિત-પ્રસિદ્ધ અને પ્રસંસનીય હોવાથી તેમજ મંડળ તરફના ગ્રન્થોનુ વાચન પ્રીતિ પૂર્વક વધતુ જતુ હોવાથી કઈ પણ વિવેચનમાં ઉતરવા જરૂર જોઇ નથી કેમકે

વસ્તુને-વસ્તુરૂપે જોવા પુસ્તક પોતે જ પુરતુ છે "હાથ કંકણને આરસીની શી જરૂર"

આ પુસ્તકમા સમાયેલ તત્વ વિષે, ઉપોદ્ઘાતમા વિવરણ છે તે ઉપર નજર કરી તત્ત્વ માર્ગના દરેક ગ્રન્થો પોતે વાચકે, વિચારી ઉચ્ચ વર્ત્તન રાખી, આત્માનંદનો અનુભવ લેવા પ્રયત્નવાન થવું, તથા પોતાના સમાગમમા આવતા બંધુઓને પણ તથા પ્રકારની પ્રેરણા કરી જ્ઞાના ભ્યાસી બનાવવા એ સુજ્ઞજનોનુ કર્તવ્ય છે

મંડળ પાસે દ્રવ્ય નથી છતા ઉદાર ગ્રહસ્થોની સહાયતાથી મંડળ આગળ વધે છે અને ઇચ્છે છે કે તેમા વધુ કૃતેહ પામે

પુસ્તકની કીમત કેવી રખાય તે તેની કદર વાંચકો પોતેજ કરે છે એમ તેના ઉઠાવ ઉપરથી જણાય છે બીજા સંસ્થાઓ કરતા ઓછી કીમતે સારાં પુસ્તકો જન સમા

જ આગળ રજુ કરાય છે. અને તોપણ બીજાં પુસ્તકો પ્રગટ થવાને સરળતા થાય તે સાથે પુસ્તક તરફ બહુમાન રહે તે માટેજ આવા ઉત્તમ હેતુ માટે મંડળને શ્રીમાનો તરફની શહાયતા મલે છે અને મલશે જ.

આગલા ગ્રન્થો મુજબ આ પાંચમો ગ્રંન્થ પ્રગટ થવા માટે પુનાવાલા શેઠ ગગળભાઇ હાથીભાઇ તરફથી પુરતી સહાય મલી છે અને તેથી મંડલ તેઓશ્રીનો અંતઃકરણ પૂર્વક આભાર માને છે અને બીજા શ્રીમાન ગ્રહસ્થોને તેમ ભલામણ કરતાં આશા રાખે છે કે મંડળને પોતાના કાર્યમાં આગળ વધવા જરૂર સહાય કરસેજ.

મુંબાઇ.
બીજા શ્રાવણ શુદ ૮
વિર સંવત ૨૪૩૫

લી. વ્યવસ્થાપકો.
શ્રી. અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ.

# अथ अनुभव पञ्चविंशतिग्रन्थः प्रारंभ.

दुहा.

त्रेवीसमा श्री पार्श्वनाथ; संखेश्वर सुखकार;
तेहतणा चरणे नमी, वळी सद्गुरु हितकार. १
प्रणमी भगवती सरस्वती, जिनवाणी जयकार;
अनुभव पच्चीशी रचुं, जेथी शिवसुखसार. २

दुहा.

उत्तम धर्मथकी सुणो । एवी जिनवर वाण ॥
धर्म धर्म जग सौ करे । सत्यधर्म जिनआण. ॥१॥

भावार्थ—उत्तम पुरुषो धर्माराधनथी जाणवा, पण संसारमां राची माची रहे, गाडी घोडा उपर बेसे तेने उत्तम कहेवा ते बाळ जीवोनुं लक्षण छे. कह्यु छे के—

श्लोक.

नधम्मकज्जा परमत्थिकज्जं ।
न पाणिहिंसा परमं अकज्जं ॥
न पेमरागा परमत्थि बंधो ।
न बोहिलाभा परमत्थि लाभो ॥ १ ॥

भावार्थ—धर्मकृत्य करतां बीजुं कोइ उत्तम कार्य नथी, कारण के ज्यारे माणस मरे छे त्यारे सगां व्हालां पुत्र पुत्री, स्त्री, धन राज्य रिद्धि आदि कोई साथे आवतुं नथी. फक्त मरनारनी साथे पुण्य अने पाप जाय छे. पुण्य पण धर्म तरीके कहेवाय छे. फक्त परभव जतां धर्म सुखदायक थाय छे. पण आ संसारमां जेना सारु आपणे आखो दिवस महेनत करीए छीए ते जड वस्तुरुप लक्ष्मी साथे आवती नथी. फक्त आपणे मोहथी ते परवस्तुने मारी मारी जाणीये छीए, पण ते साथे आवशे नहि. परभव जतां धर्म साहायकारक थशे, कोइ जीव संसारमां स्त्रीथी सुख माने छे, कोइ पुत्रथी सुख माने छे, कोइ धनथी सुख माने छे पण उत्तम पुरुषो तो धर्म थकी सुख माने छे.

आर्यदेशमां जन्म थवो, श्रावक कुळ अवतार, पंचेंद्रिय संपूर्णता, देव गुरुनी जोगवाइ, तेमां पण बोधिनी प्राप्ति पुण्यथकी प्राप्त थाय छे, जे जीवे परभवमां धर्मनुं साधन कर्युं नथी ते आ भवमां दुःखिया देखाय छे, अने जे जीवोए धर्म साधन परभवमां कर्युं छे ते सुखी जणाय छे. राज्य पामवुं ए पण पौद्गलिक सुखनुं कारण छे, माटे ते तरफ लक्ष नहि आपतां मुक्ति सुख प्राप्त करवानी इच्छा करवी जोइये, मुक्ति सुख समान बीजुं कोइ सुख नथी. श्रावकनो धर्म अने साधुनो धर्म पाळवो ते पण मुक्तिने माटे छे, अने मुक्ति पण धर्मना आ-

साधनविना मळी शकती नथी माटे धर्मनु आराधन करवुं जोइए. कह्युं छे के—

### श्लोक.

अपि लभ्यते सुराज्यं । लभ्यंते पुरवराणि रम्याणि
नहि लभ्यते विशुद्ध. । सर्वज्ञोक्तो महाधर्मः ॥१॥

भावार्थ —राज्य पण सुखे करी पामी शकाय छे, मनोहर घणा नगरो पण पामी शकाय छे, पण विशेषे करी शुद्ध सर्वज्ञ महाराजाए कहेलो धर्म पामवो दुष्कर छे कह्यु छे के—

### श्लोक.

छिन्नमूलो यथा वृक्षो गतशीर्षो यथा भटः ॥
धर्महीनो धनी तद्वत् कियत्कालं ललिष्यति ॥१॥
धर्मः कल्पद्रुमो लोके धर्मश्चिन्तामणिर्नृणां ॥
धर्मः कामदुघा धेनुः धर्मः किं वाक्षयो निधि. ।२।

जेना मूळ नाश पाम्या छे एवुं वृक्ष जेम लांबोकाळ नभी शकतु नथी, अने माथुं कपाएल सुभट जेम बहुवार रही शकतो नथी तेम धर्म करी रहित धनवान् पण कहो केटलाकाळ सुख भोगवी शकशे ? आ संसारमां धर्म कल्पवृक्ष समान छे. कल्पवृक्षनी पासे जे वस्तु मागे ते आपी शके तेम धर्मना प्रभावथी जे वस्तुनी वांछा करीए ते वस्तु पामी शकीए.

विशेप एटलुं छे के कल्पवृक्षना करतां अधिक धर्मनो महिमा छे, कारणके कल्पवृक्षतो पौद्गलीक सुख आपवा समर्थ छे. पण धर्मतो मोक्ष सुख आपी शके छे. कल्पवृक्ष मोक्षसुख आपवा समर्थ नथी.

भव्यजीवोने धर्म चिंतामणि रत्न समान छे. चिंतामणि रत्न जेम इच्छीत फलने आपे छे तेम धर्म पण इच्छीत फल आपी शके छे. विशेप ए छे के धर्म मोक्ष सुख आपी शके छे, चिन्तामणि रत्नमां मोक्ष सुख आपवानुं सामर्थ्य नथी. धर्म कामधेनु सदृश छे, धर्म अक्षय निधि छे. विधिपूर्वक धर्मनुं आराधन करतां अनुक्रमे मोक्ष सुख पामी शकाय छे. यतः

## गाथा.

जादव्वे होइ मइ अहवा तरुणीसु रूववंतीसु ।
सा जइ जिणवर धम्मे करयल मझे ठिया सिद्धि १

भावार्थ—जेवी लक्ष्मी अगर रुपवंती स्त्रीउपर मति होय छे तेवी मति जो जिनेश्वर भगवाने भाषित जैन धर्म उपर प्रीति थाय तो करतलमां मुक्ति छे, एम जाणवुं. दरेक जीवोनी सामान्य प्रकारे जोतां लक्ष्मी पेदा करवा उपर वधारे प्रीति होय छे अने आखी जींदगी लक्ष्मी कमाववामां गुमावी नांखे छे. जे लक्ष्मी परभव जतां साथे आववानी नथी, ते लक्ष्मीनी लालचे जीवो परनी गुलामगीरी करे छे, पर्वत खोदे छे, समुद्र ओळंघे छे, लडाइओ करे छे, अने तेवां कृत्य करतां पण

लक्ष्मी भाग्योदये मळी शके छे केटलाक जीवो अत्यंत लक्ष्मी कमाववा महेनत करे छे पण कइ पामी शकता नथी ए जड वस्तुरुप लक्ष्मीनी तृष्णाथी दुर्ध्यान ध्यावुं पडे छे, अने दुर्ध्याननना योगे कर्मनी वर्गणाओ आत्माने लागे छे, अने तेथी आत्मा दुःखनी परंपरा पामतो छतो चतुर्गति रुप संसारमां परिभ्रमण करे छे राम पांडव भरत विगेरे पण सोनु रुपुं रत्न प्रमुख जे लक्ष्मी कहेवाय छे, तेने साथे लेइ गया नहीं तो हे भव्य जीवो तमो शु साथे लेइ जशो ? ना कदी लेइ शकाशे नहीं धर्म छे ते खरी लक्ष्मी जाणवी अने तेना माटे प्रयत्न करवो जोइये. केटलाक जीवो स्त्रीनी लालचमा पोतानो जन्म गुमावे छे, स्त्रीनेज साररुपे गणे छे. पण तत्त्वबुद्धिथी हे भव्यजीवो ! जो तमे विचारशो तो स्त्री पण तमने असार लागशे जुओ स्त्रीनु जे मुख देखाय छे ते लोही अने मास सहीत छे, स्त्रीनु शरीर सात धातुथी बनेलु छे स्त्रीना शरीरमा विष्टा मूत्र भरेलु छे, तेना नाकमा लींट पण वहे छे, स्त्रीनुं जेनु बाहिरथी शरीर देखाय छे, तेवु अदरनुं नथी, तेने देखी मूढ पुरुषो राचे छे पण वैरागीजीवो तेने देखी राचता नथी कचन अने कामिनीनी लालचमा आखुं जगत् फसाइ जाय छे, अने वारंवार जन्म मरण करे छे, जे स्त्री खूबसूरत देखाय छे, तेज घरडी अगर रोगी थवाथी तेना उपर अरुचि थाय छे तो क्षणिक सुखना भ्रमने उत्पन्न करनार स्त्री उपर मोह धारण करवो नहीं मरती वखते आपणी साथे स्त्री आवी

शकती नथी. केटलीक स्त्रीओ पोताना धणीने पण मारी नाखे छे, स्त्री पण एक जीव छे, माटे आ देखाती स्त्री उपरथी मोह त्याग करीने मुक्तिस्त्री मेळववा प्रयत्न करवो, मुक्तिरूप स्त्रीनो संग अनंत सुखने आपशे.

मुक्तिरुप स्त्री धर्म करवाथी प्राप्त थाय छे, माटे दरेक भव्य जीवोए धर्मसाधन करवा प्रयत्न करवो जोइए. कह्युं छे के.

## गाथा.

विहडंति सुया विहडंति बंधवा।
विहडइ सुसंचिओ अत्थो
पुण इक्को न विहडइ ।
विहिणा आराहिओ धम्मो ॥ १ ॥

भावार्थ—दीकराओ पण नाश पामे छे—अने सारी रीते रक्षण करीने भेगुं करेलुं धन पण नाश पामे छे, पण एक विधिपूर्वक आराधन करेलो धर्म नाश पामतो नथी.

मित्रो ! विचारो के—धर्म धर्म ए शब्दनो व्यवहार दरेक मतवादीओ करे छे, पण सत्य धर्म तो जिनेश्वर भगवाने कहेलो जाणवो.

प्रश्न—जिनेश्वर भगवाने कहेलो तेज सत्य धर्म जाणवो अने बीजा धर्म सत्य नथी तेम तमे शाथी कहोछो?

उत्तर—जिनेश्वर भगवान् सर्वज्ञ होय छे. त्रण भुवनमां

रहेला पदार्थने सपूर्ण रीते जाणी शके छे, अने ते प्रमाणे दरेक पदार्थोनु स्वरुप प्रकाश्यु छे. तेथी अमो कहीये छीए के–जिनेश्वर भगवाने कहेलो धर्म सत्य छे, जेनामा राग द्वेप नथी, तेने जिन कहे छे. अनंत ज्ञान होवाथी अने राग द्वेष राहित होवाथी तेमने जुठुं बोलवानु प्रयोजन नथी जिनेश्वर भगवते समवसरणमा वेशी नवतत्त्व प्रकाश्या छे, तेना नाम.

## गाथा.

जीवा जीवा पुण्णं पावासव संवरोय निज्जरणा ॥
बंधो मुक्खो य तहा नवतत्ता हुंति नायव्वा ॥१॥

१ जीवतत्त्व २ अजीवतत्त्व ३ पुण्यतत्त्व ४ पापतत्त्व ५ आश्रवतत्त्व ६ सवरतत्त्व ७ निर्जरातत्त्व ८ बधतत्त्व ९ मोक्षतत्त्व ए ९ नवतत्त्व प्रकाश्यां छे दशमु तत्त्व कोइ जणातुं नथी.

जीव अनंता छे अने ते चारगतिमां भटक्या करे छे, जीवने चारगतिमां भटकवानु कारण कर्म छे, कर्म बे प्रकारनुं छे. १ शुभ कर्म अने २ अशुभकर्म शुभकर्मथी राज्यरिद्धि, पुत्रपरीवार मनुष्यगति, देवतानी गति, इत्यादि पामी शकाय छे भव्य जीवोने पुण्यकर्म सापेक्ष बुद्धियी मोक्षलक्ष्मी पामवामां साहायकारी थाय छे पापकर्मथी दुःख मळे छे, अने ज्यारे शुभाशुभकर्मनो नाश थाय छे, त्यारे आत्मा मुक्तिपद पामे छे एम श्री तीर्थंकर महाराजाए भव्य जीवोना हित भणी नवतत्त्वनु स्वरूप बताव्यु छे. जीवनी मुक्ति जेथी

थाय तेने धर्म कहेवामां आवे छे. जिनेश्वर भगवाने कहेलां तत्त्वो सूक्ष्मबुद्धिथी विचारतां सत्य मालुम पडे छे. माटे तेमणे कहेलो धर्म सत्य छे. बीजा वादीओए एकांतपणे अने अज्ञानथी प्ररूपेलां तत्त्व असत्य छे, तेनुं विशेष स्वरूप स्याद्वादमंजरी, नंदीसूत्र–सूयगडांगसूत्र विगेरेथी जाणवुं.

## दुहा.

द्रव्यभाव बेभेदथी, धर्म कहे जिनराय ॥
भाव धर्म ते आतमा, सेवो भवि सुखदाय ॥२॥

भावार्थ–जिनेश्वर भगवाने द्रव्य अने भाव ए बे भेदे धर्म प्ररूप्यो छे. भाव धर्मनुं जे कारण तेने द्रव्य धर्म कहे छे. द्रव्य धर्म विना भाव धर्मनी उपपत्ति ( सिद्धि ) थती नथी. जिनेश्वर भगवाननी पूजा करवी, नवकारशी करवी, वैयावच्च करवुं, दान देवुं, परमेश्वरनी प्रतिमा भराववी इत्यादिक जेथी आत्मा निर्मळ थाय छे, तेने द्रव्य धर्म कहे छे, अने आत्मामां रहेला ज्ञान, दर्शन, चारित्र गुणोनी प्राप्ति तेने भाव धर्म कहे छे. द्रव्य धर्मविना जे भाव धर्म आराधे छे ते घहुं अने गोळ विना लाडु बांधनार जाणवा. माटे द्रव्य धर्म अने भाव धर्मनुं अनुक्रमे आराधन करवुं ते हितकारक छे. पुण्यनी करणी करवी ते पण द्रव्य धर्म छे. पुण्यथी सारा कुळने विषे अवतार मळे छे, अने पुण्यथी देव गुरु धर्मनी जोगवाइ मळी शके छे, माटे सापेक्ष बुद्धिथी पुण्यनी करणी पण हितकारक

छे, एम मानवु जोइए ज्यारे मोटा पुन्यनो उदय थाय छे त्यारे मनुष्य जन्म पामी शकाय छे. मनुष्य जन्म पामवो तेमां पुण्य कारण जाणवु पण आलंबन कहेवुं पडशेके-पाप तडका समान छे अने पुण्य छायडा समान छे, मुख्य चाहना तो मुक्ति पद पामवानी राखवी जोइए पण पुण्यनी चाहना राखवी नही!

जेम खेडूत बाजरी वावे छे त्यारे बाजरीनी आशा वाववानो प्रयत्न करे छे पण घास तो बाजरी पाकता पहेलें उत्पन्न थाय छे, बाजरीयु थता पहेला तो साठो तयार थाय छे, अने तेना उपर बाजरीयुं आवे छे, अने तेमांथी बाजरीयु पाके त्यारे बाजरी नीकळे छे. जो बाजरीनो साठो न होय तो बाजरीयु थाय नहि अने बाजरी नीकळे नही, जेम बाजरीनो साठो बाजरीया प्रत्ये कारण छे तेम द्रव्यधर्म ते भावधर्म प्रत्ये कारण छे, द्रव्यधर्म विना भावधर्मनी प्राप्ति थइ शकती नथी, ते उपरना दृष्टान्ते करी समजवु, माटे द्रव्य धर्म अने भाव धर्मनु विशेष स्वरूप गुरुमुखे सांभळी तेनी श्रद्धा करी धर्म साधन करवामां प्रयत्न करवो तेमा हित छे.

## दुहा.

द्रव्य धर्म ते भावनुं । कारण जाणे एम ॥
व्यवहार निश्चय भेदथी । धर्म कह्यो वलि तेम ॥३॥

भावार्थ-द्रव्य धर्म ते भाव धर्मनुं कारण छे, जेम घीनु कारण दूध माखण छे, वळी जेम पुत्र पुत्रीनी उत्पत्तिनुं

कारण स्त्री छे, वळी जेम घटनी उत्पत्तिनुं कारण कुलाल, चक्र छे, तेम द्रव्य धर्म ते भावनुं कारण छे.

वळी जिनेश्वर भगवाने धर्मना बे भेद कथन कर्या छे. १ व्यवहार धर्म २ निश्चय धर्म. व्यवहार नयनी अपेक्षाये जेने धर्म कहेवामां आवे छे ते व्यवहार धर्म जाणवो, अने निश्चय नयनी अपेक्षाए जेने धर्म कहेवामां आवे छे तेने निश्चय धर्म जाणवो.

## दुहा.

शुद्धाशुद्ध दुभेदथी, धर्म मर्म जीव जाण।
पुण्य करणी ते शुभ धर्म, सापेक्ष बुद्धिथी आण ४

भावार्थ—वळी धर्मना बे प्रकार छे. १ शुद्ध धर्म २ अशुद्ध धर्म—जिनेश्वर भगवाने कहेलो साधु अने श्रावकनो धर्म ते शुद्ध धर्म जाणवो, वा आत्मानो स्वस्वभाव ते शुद्ध धर्म जाणवो.

श्री तीर्थंकर महाराजाए श्रावकने माटे समकित मूळ बारव्रत प्रकाश्यां छे अने यतिने माटे पंच महाव्रत अने छट्ठुं रात्रिभोजन विरमणव्रत प्रकाश्यां छे, पुण्यनी करणीने शुभधर्म कहेवामां आवे छे पुण्य करणी पण सापेक्ष बुद्धिथी जोतां मोक्ष प्राप्तिमां कारणभूत छे, माटे एकांतता पकडवी नहि, संवरण करणी उपादेय छे, जेथी आत्माने लागतां कर्म रोकाय छे तेने संवर कहे छे.

## दुहा.

द्रव्य क्षेत्रने काल भाव, योगे धर्म सधाय ॥
निमित्त सेवो शुद्ध जेम, कर्मकलंक कटाय ॥५॥

भावार्थ—द्रव्य, क्षेत्र, काळ अने भाव योगे धर्म साधी शकाय छे. हे भव्यजीवो! शुद्ध निमित्तने सेवो के जेथी आत्माने लागेलुं कर्मकलंक दूर थाय. सुज्ञो! याद राखो के सारा निमित्तना योगे आत्मा धर्मध्यान अने शुक्लध्यान ध्याइ शके छे, हालना वखतमां शुक्लध्याननो विरह छे तोपण धर्मध्याननो छे. सत्संगत करवी ए धर्म साधन करवामां उत्तम कारण छे, जेना संगे आत्मा आर्त्त ध्यान अने रौद्रध्यानमां पडे तेवुं निमित्त त्याग करवुं जोइए, जेवा जेवां निमित्त मळे छे तेवो तेवो आत्मा थइ जाय छे. जेम पत्थरने सूर्यनो ताप लागतां पाषाण उष्ण थइ जाय छे अने रात्रीना वखतमां शीयाळामां ठंडकना पुद्गलोनो संयोग थतां पत्थर ठंडो थइ जाय छे, तेम आत्माने वैरागीनी संगति थवाथी आत्मा वैराग्य पामे छे, अने आत्माने मिथ्यात्वीनी संगति थतां मिथ्यात्वी थइ जाय छे एज कारणथी श्री तीर्थंकर महाराजाए आज्ञा करी छे के अन्यदर्शनीनो परिचय करवो नहि संगत तेवी असर थाय छे माटे कर्म बंधवानां कारणोनो त्याग करी कर्म नाश पामे तेवां कारणो मेळववां जोइए. वारंवार सद्गुरु वाणी सांभळवी, वैराग्य कारक पुस्तको

वांचवां—जेथी समकितनी श्रद्धा थाय, तेवां पुस्तको वांचवां अने जेथी आत्मा शांति पामे तेवा पुरुषोनी संगति करवी, सारुं शरीर होय तो धर्म सारी रीते साधन करी शकाय छे, ते पण एक निमित्त छे. आत्मार्थी जीवोए, स्त्रीनो संग विशेषे करी त्याग करवो जोइए, अने पोतानुं जेम हित थाय तेम प्रवृत्ति करवी जोइए.

## दुहा.

**सत् संगम जो पामीए, प्रगटे पुण्य पसाय ॥**
**कारणे कारज नीपजे, वादळने जेम वाय ॥८॥**

मोटा पुन्यना योगे सत् समागम थाय छे. सत् समागम थतां आत्माना मूळ स्वभावनुं ज्ञान थाय छे अने आत्मा जाणे छे के अहो में आटलो काळ अज्ञानदशामां गुमाव्यो. हुं परवस्तुमां सुखनी भ्रांति करुंछुं. पण परवस्तु जे पुद्गळ ते मारुं नथी. ते पुद्गल द्रव्य थकी हुं न्यारोछुं. पुद्गल जड वस्तु छे तेनी संगत करवाथी हुं चोराशी लाख जीवायोनिमां महा रौरव दुःख भोगवतो छतो रझळुं छुं. ए पुद्गल द्रव्यनी संगति करवी सारी नथी. रुपुं, सोनुं हीरा मोती, कर्म, ए सर्वपुद्गळ द्रव्य छे, ते आत्माथी भिन्न छे, अने आत्मा पुद्गलद्रव्यथी भिन्न छे, आत्मा अरुपी छे अने पुद्गल द्रव्यरुपी छे. तो रुपी द्रव्यसाथे अरुपी जे आत्मा तेने संगत करवी घटती नथी. पुद्गलद्रव्यनी आत्माथकी भिन्न जाति छे. अने

ए पुद्गलद्रव्य आत्माने शत्रु सरखु छे, माटे शत्रुभूत पुद्गलद्रव्यनी संगत कयो समजु माणस धारे अने शत्रुभूत पुद्गलद्रव्यनी साथे प्रीति करता दुःख पामीए ए नक्की छे ज्यां शत्रुभूत पुद्गलद्रव्यने पोतानुं मानवामा आवे छे, त्यां सुधी मुक्ति पदनी आशा राखवी नहीं, जे भव्यजीवो आ संसारने असार गणे छे अने मुक्तिपदने सारगणी ते पामवा प्रयत्न करे छे, तेमने धन्य छे आत्मा अनंत सुखनो भोक्ता छे, पण पुद्गल द्रव्यनी संगति करवाथी चोराशी लाख जीवायोनिमा आत्माने भ्रमण करवुं पडे छे, अने महा भयंकर दुःख वेठवु पडे छे. माटे हे भव्यजीवो! तमे परनी संगति करशो नहि, अने पोताने विषे रहेला एवा ज्ञान, दर्शन, चारित्रगुणोनी संगति करो. स्वस्वभावने विषे रमण करो एज हितकारक छे, घणा भव्यजीवो स्वस्वभावरमणता करी मुक्तिपद पाम्या छे, अने वळी पामशे अने हाल महाविदेहक्षेत्रमा पामे छे, माटे सुज्ञोए याद राखवुं के सत्संगम अत्यंत हितकारक छे, ते उपर श्री आनंदघनजीमहाराज कहे छे के-जेणे शान्ति स्वरूप पामवु होय तेणे आ प्रमाणे वर्तवु

शुद्ध आलंबन आदरे तजी अवर जंजालरे ॥
तामसी वृत्ति सवि परिहरी भजे सात्त्विकी शालरे ५
दुष्टजन संगति परिहरी, भजे सुगुरु संतानरे ॥
जोग सामर्थ्य चित भावजे, धरे मुगति निदानरे ८

इत्यादि वाक्य सत् संगम करवा प्रेरणा करे छे अने दुष्टजन संगतिनो त्याग करवा कहे छे. पण जेवो जीवनो भाग्योदय होय तेवी संगति मळे छे. बावा, खाखी, जोगी, संन्यासी, पादरी, ढुंढक विगेरे के जे वीतराग वचन विरुद्ध उपदेश आपे छे तेमनी संगति वर्जवी जोइए, अने नाटक प्रेक्षण विगेरेथी आत्मा परभावमां रमी पापनी राशि संपादन करे छे माटे ते जोवां नहि? विशेष शुं? आत्मस्वभावथी पर पुद्गल स्वभाव तेमां रमवुं ते परसंगति छे, आ संसारने विषे आ आंखोए करी जे वस्तु देखाय छे, ते पुद्गल वस्तु छे, तेनी संगति करवी आत्माने अयोग्य छे, कारण के जेनी संगति करीए, तेवुं फळ पामीए, जडनी संगत करीए तो जडपणुं पामीए माटे पुद्गल द्रव्यनी संगति करवी नहीं, एमां सार छे. व्यभिचार त्याग करवो जोइए, जे लोको मिथ्यात्वी होय तेनी संगति करवी नही!

## दुहा.

**अग्नि पासे तापतां तापज लागे जेम ॥**
**सद्गुरु वाणी सुणतां अनुभव जागे तेम ॥७॥**

भावार्थ—जेम अग्नि पासे तापतां आपणा शरीरने ताप लागे छे. तेम सद्गुरु वाणी सांभळतां आत्मस्वरुपना अनुभव जागेछे सद्गुरु महाराजनी वाणी सांभळतां मालुम पडे के, आ आत्मा अनादिकाळथी कर्मना संयोगे चतुर्गतिरुप संसा-

मानशो तो अरुपी एवो जे इश्वर ते थकी शी रीते शरीर धारी रुपी जीवोनी उत्पत्ति थइ शके ? वळी अमो पुछीएछीए के इश्वरने बनावनार कोण छे ? उत्तरमां कहेशोके कोइ नथी तो जीवोने बनावनार पण कोइ नथी एम अमे कहीए छीए. जीवोने इश्वरे बनाव्या एम मानवामां कंइ पण प्रमाण नथी.

आ दुनियां अनादि काळथी छे.

दुनियाने बनावनार कोइ नथी.

जीवोने बनावनार कोइ नथी.

कर्म अनादि काळथी जीवनी साथे लाग्युं छे.

जीवोने सुख दुःख इश्वर आपी शकतो नथी.

कर्म थकी जीव दुःख पामे छे अने एक शरीरथी बीजा शरीरमां प्रवेश करे छे.

आत्म स्वरुप जाण्युं बीजाने कही शकातुं नथी. जे जाणे छे तेज जाणे छे. माटे आत्म स्वरुप जाणवानो विशेष करी प्रयत्न करवो. कोइ मतवादी एम कहे छे के आत्मा मस्तकमां रहे छे, कोइ मतवादी एम कहे छे. के आत्मा नाभिमां नवकमळनी पांखडी छे त्यां रहे छे कोइ एम कहे छे के आत्मा सर्व जीवोनो एक छे एम मतवादीओनुं अज्ञानदशाए करी मानवुं छे ते खोटुं छे.

केटलाक एम कहे छे के आत्मानी परमात्मा अवस्था एटले परमेश्वर सरखी अवस्था थती नथी, एम जे वादी कहे छे ते पण खोटुं छे, आत्मा कर्म थकी रहित थवाथी

परमात्मा एटले परमेश्वर रुपे थइ शके छे. आत्मानुं स्वरुप स्याद्वाद रीते करी गुरुगम द्वारा जाणवुं जाण्या बाद, आश्रवनो त्याग करवो. कह्युं छे के–ज्ञानस्य फल विरति आत्माना स्वरुपनुं ज्ञान थया बाद, व्रत, पच्चख्खाण चउद नियम धारवां, पच महाव्रत धारण करवा, श्रावकना बारव्रत धारण करवा, सामायिक प्रतिक्रमण करवुं, प्रभु पूजा करवी. इत्यादि विरति पण प्राप्त थाय छे अने विरतिनुं फळ निर्जरा छे अने कर्मनी निर्जरा थता आत्मा कलंक रहित थइ मोक्षगति पामे छे, माटे आत्म स्वरुप ओळखवा प्रयत्न करवो.

प्रश्न–ज्ञान थकीज मोक्ष थाय तो पछी क्रिया करवानी शी जरुर छे?

उत्तर–ज्ञान क्रियाभ्या मोक्षः ज्ञान अने क्रियावडे करी मोक्ष छे पण फक्त एकला ज्ञानथी मुक्ति थती नथी, ज्ञानवडे करी नवतत्त्व, सातनय, सप्तभंगी, षड्द्रव्य, चारनिक्षेपा विगेरे जाणे, निगोद नरक तिर्यच देवताना भेद तथा तेमनु स्वरुप जाणे, मोक्षनुं स्वरुप जाणे, आत्मा कर्मथी दुःखी थाय छे एम जाणे, अने कर्मनो नाश संवर थकी छे, एम जाणे, पण संवरनी करणी करे नहीं, अने आश्रव सेवेतो तेनी मुक्ति शी रीते थाय? अलबत थाय नहीं. ज्ञानवडे करी आश्रवने शत्रु भूत जाणी छंडे, अने व्रत पच्चख्खाण, सामायिक व्रतआदि धर्म क्रिया करे, ज्ञानाभ्यास करे तो कर्मनाश थइ शके. पण

एकला ज्ञानथकी मुक्ति थवी दुर्लभ छे. जेम कोइ माणस जाणे छे के–अमदावादथी पालीताणाए जात्रा करवा सारु जवुं होयतो अमुक रस्ते थइने जवाथी पहोंचाय छे एम पोते जाणे छे, पण चालवानो प्रयत्न करतो नथी तो शी रीते पालीताणे पहोंची शके ? हा अलवत पहोंची शके नहीं. तेम ज्ञानी ज्ञानवडे जाणे छे के–मोक्षनगरीमां जवुं होय तो ते नगरना बे रस्ता छे तेमां एक मोटो रस्तो छे. ते रस्ताए थइने जतां वहेलुं पहोंची शकाय छे. अने बीजो रस्तो नानो छे, ते रस्ताए थइने जतां घणीवार लागे छे. एम पोते जाणे छे छतां ते रस्तामांना कोइ पण रस्ताए करी जवाने माटे प्रयत्न करतो नथी तो ते जाणवाथीज मात्र मुक्ति नगरीए शी रीते पहोंची शके ? जो ते बे रस्तामांना कोइ पण रस्ताए थइने जावानी क्रिया करे तो मुक्ति नगरीमां पहोंची शके. माटे क्रिया करवी पण आवश्यक छे. हवे मुक्तिनगरी जवाना बे रस्ता कहे छे. १ एक देश विरतिपणुं एटले श्रावक धर्म अने २ बीजुं सर्व विरतिपणुं एटले साधु धर्म ए बे रस्ता छे. शक्ति होय तो साधुव्रत अंगीकार करवाथी आसन्न मुक्ति नगरीमां पहोंचाशे अने साधु व्रत पाळवानी शक्ति ना होय तो श्रावकनां बार व्रत अंगीकार करवां ते बे पण जो थइ शके नहीं तो समकितनी सद्दहणा करवी. शुद्ध देव, शुद्ध गुरु अने शुद्ध धर्मनी श्रद्धा करवी. आ समकित पण मोक्ष सुख आपवा समर्थ छे, ए त्रण विना मोक्ष नगरीमां जवा माटे चोथो रस्तो देखातो

नथी, माटे ज्ञान अने क्रिया बे वडे करी मोक्ष थाय छे. कोइ माणस लाडु करवानी अगर कइ दवा बनाववानी विधि जाणतो होय अने जो ते लाडु अने दवा बनाववानी सामग्री संपादन करी क्रिया करेतो लाडु तथा दवा बनावी शके. पण क्रिया करे नही तो ते बे बनी शके नही कह्यु छे के—

यतः

जाणतो विहुतरिउं काइअ जोगं न जुंजइ जोउ॥
सो वुझइ सोएणं एवं नाणी चरण हीणो॥ १॥

भावार्थ—तरवु जाणे छे छता समुद्रमा अगर नदीमा पडी जो तरवानी क्रिया करे नही अने हाथ पग हलावे नही तो जेम तरवु जाणनार पोते बुडे ए प्रमाणे ज्ञानी पण मोक्षनो उपाय जाणे छे छता ते प्रमाणे वर्ततो नथी तो ते पण संसार समुद्रमा बुडे छे ए प्रमाणे उपदेश रत्नाकर ग्रथमा सहस्त्रावधानी श्रीमुनिसुन्दर सुरी महाराज कहे छे वळी अष्टकमां कह्यु छे के—

हयं नाणं किया हीणं। हया अन्नाणओ किया॥
पासतो पंगुलो दद्दो धावमाणोअ अंधओ॥ १॥

क्रिया रहित नाण हणाएलु समजवु, अने ज्ञान रहित क्रिया पण हणाएली समजवी जेम देखतो छतो पगु दग्ध थयो, अने दोडतो छतो अंध जेम बळ्यो. तेम एकली क्रिया

अने एकलुं ज्ञान कंइ खपमां आवी शकतुं नथी.

आ ठकाणे विशेष विवेचन करवामां आवे छे. कोइ पंगु अने अंध वगडामां हता. ते वखते एकदम दावानळ सळग्यो हवे आंधळो कइ तरफ जवुं ते जाणतो नथी अने पांगुल जाणे छे छतां चालवानी शक्ति नथी. हवे जो परस्पर एकमेकनी सहाय विना वर्ततो बन्ने मरी जाय, पण पांगळो आंधळाने कहेके–भाइ हुं कइ तरफ जवुं ए जाणुंछुं, पण चाली शकवानी शक्ति नथी। तेथी आप जो चालो अने हुं तमारा उपर बेसुं तो तमे अने अमे बची शकीए, आंधळो ते वात कबूल करी पगे चाले तो बची शके. तेम ज्ञान अने क्रिया ए बेनो जो मेळाप थाय तो मुक्ति नगरी पहोंची शकाय. आंधळा समान क्रिया जाणवी, अने पांगळा समान ज्ञान जाणवुं, एम पूर्वाचार्यो दृष्टांत घटावे छे. ज्ञान ज्ञानावरणी कर्मनो नाश थवाथी प्रकट थाय छे.

प्रश्न–क्रिया आत्माना घरनी छे के, पुद्गलना घरनी छे?

उत्तर–क्रिया निश्चय करी जोतां पुद्गल द्रव्यना घरनी छे अने ज्ञान ते आत्मानो गुण छे. ज्यारे सिद्ध स्थानमां जीव पहोंची परमात्मारुपे थाय छे त्यारे ते वखते जीव अक्रियपणुं पामे छे. सक्रियपणुं ज्यां सुधी कर्म होय छे त्यां सुधी छे, ज्यारे संपूर्ण कर्मनो नाश थाय छे त्यारे अक्रियपणुं पामी शकाय छे. क्रिया मुक्ति मेळववामां साहायकारी छे.

खावु पीवुं इत्यादि दुनियामा अनेक क्रियाओ देखवामां आवे छे तेनामा मुक्ति आपवानी शक्ति नथी पण जे क्रिया थकी आत्मानी मुक्ति थइ शके ते क्रियानु अवलंबन करवुं जोइए. अने ते क्रियाने शुद्ध क्रिया कहेवी जोइए. जेम आखो दुखवा आवी होय छे त्यारे आखमा लागेला जे उष्ण पुद्गलो तेना नाश भणी शीत पुद्गलनो संयोग, सुरमो, इत्यादि कारण छे, तेम आत्माने लागेलां कर्मरूप पुद्गलो तेना नाश सारु क्रिया कारणीभूत छे पण याद राखवु जोइये के- ज्ञानपूर्वक क्रिया इष्ट फळ आपी शके छे. जेम कोइ माणसे कोइना घेर जइने लाडु दूधपाक विगेरेनु भोजन कर्यु, पश्चात् तेनी मरजी थइ के-आपणे-लाडु तथा दूधपाक बनाववो एम निश्चय करी, दूध मेळववा लाग्यो, घी मेळव्यु, पण लाडु तथा दूधपाक शी रीते बने ते जाणतो नथी, तेथी बीचारो एकली क्रियाए करी शी रीते लाडु बनावी शके? तेम हेय ज्ञेय अने उपादेयना ज्ञान विना मुक्ति नगरी जवा माटे अथाधुंध जे क्रिया करवी ते युक्त नथी समजीने ते प्रमाणे करवाथी घणो फायदो थाय छे

प्रश्न-मंत्र जे होय छे तेनो अर्थ जाण्याविना पण मंत्र भण्याथी फलनी सिद्धि थाय छे. तेम समज्याविना पण क्रिया करवाथी इष्ट फळनी सिद्धि थाय छे तो तेनु केम ?

उत्तर-मंत्रनी बाबतमां तमोए कह्युं ते जाण्यु, मंत्रोना

अक्षरमां एवी सत्ता रहेली छे के ते समज्याविना पण विधि-पूर्वक करवाथी इष्ट फळ आपी शके छे, पण तेवो नियम दरेक बाबतमां नथी होतो. मंत्रनी विधि पण बराबर जाणवी पडे छे नहि तो उलटी विधि जो थाय तो अनिष्ट फळ पामी शकाय छे. तेम दरेक बाबत समजी तेनी प्रवृत्ति करवी जोइए. अने जे क्रिया करवानी छे ते समज्या विना थती नथी. यत् किंचित् पण समजण तो होय छे. नानुं बाळक रोगादिथी पण पोतानुं मनोवांछित देखाडवा प्रयत्न करे छे. तेम कोइ माणस कंइ क्रिया करे छे ने तेनु फळ शुं छे ते जाणीने प्रवृत्ति करे छे. क्रिया पांच प्रकारनी बतावी छे.

## दुहा.

**अनन विष गरल थके, चार गतिमे भमंत ॥**
**तद्धेतु अमृत थके, केवल ज्ञान लहंत.**

उपरनी त्रण क्रियाओ करवाथी चारगतिमां भटकवुं पडे छे अने तद्धेतु अने अमृत क्रिया करवाथी केवळ ज्ञान पामी शकाय छे. हालनो विषम काळ छे, केटलाक जीवो क्रिया करवाथी कायर थयेला क्रिया कांड उठावी दे छे, ते अयुक्त छे. कारण के श्रीमद् यशोविजयजी उपाध्याय कहे छे के—ज्ञानपणुं त्यां परखीएजी । ज्यां बहु किरीया व्याप । समजीने क्रिया करवाथी बहु फायदो थाय छे, माटे ज्ञान अने क्रियावडे करी मोक्ष छे. मोक्षदशा पामवामां ज्ञाननी मुख्यता जाणवी,

अने क्रियानी गौणता जाणवी श्री रत्नशेखरसूरि महाराजा पण कहे छे के–

ज्ञानं च भवद्वये पिहितावहं ।
प्रायस्तस्मादेवेष्टकार्यसिद्धेः ॥
अन्यथा तद्वैपरीत्यापत्तेः
अनुभवसिद्धं चेदं सर्वेषाम्.

इत्यादिथी ज्ञाननी मुख्यता सिद्ध थाय छे तेनुं अवलम्बन करवु तेमां सार छे ज्ञान अने क्रिया एमां ज्ञान पद पेहेलुं मुकवानुं कारण ए छे के, ज्ञान थकी क्रिया थइ शके छे. जाण्याविना प्रवृत्ति थती नथी, माटे ज्ञान पद पेहेलुं मुकवामां आव्युं छे. ज्ञानवडे करी आत्मस्वरूप जाण्या बाद आत्मानी जे मोहदशामां प्रवृत्ति थती हती ते बंध पडे छे अने मुक्तिमां जवाने माटे रुचि थाय छे. ज्ञान थकी संसार बळता अग्निसमान भासे छे, अने ज्ञान थकी आत्मस्वरूपमां रमणता थइ शके छे माटे भव्यजीवोए गुरुगम ज्ञान मेळववा प्रयत्न करवो. ज्ञान पाम्या बाद सहज चिंतवन करतां आत्मानुभव थवा लागशे आत्मानुभव थतां जे सुख थशे ते बीजानी आगळ कही शकाशे नहीं, एवुं थशे.

## दुहा.

चकोर चंद निहाळीने । आनंद पामे जेम ॥

सद्गुरु वाणी सूणतां। भविमन आनंद तेम॥८॥

चकोर पक्षी चंद्रने देखी जेम आनंद पामे छे तेम सद्गुरु महाराजनुं मुख देखतां तेमज तेमनी वाणी सांभळतां भव्य-जीवोने आनंद थाय छे. सद्गुरुने देखी जेना मनमां हर्ष उत्पन्न थतो नथी ते जीव दुरभवी जाणवा. श्री सद्गुरु जंगम तीर्थ छे, तीर्थ पण सद्गुरु समान कोइ नथी. थावर तीर्थ करतां पण श्री सद्गुरु विशेष पूज्य छे, कारणके स्थावर तीर्थनी पूज्यता पण श्रीसद्गुरु ओळखावे छे. मुक्तिमार्ग, अने दुर्गति मार्गनुं स्वरुप पण श्री सद्गुरु ओळखावे छे. केटलाक जीवो पोतानी मेळे पोथी थोथी पुस्तक वांची तत्त्व पाम्या एम अभिमान धरावे छे, पण तेथी विशेष आत्म-हित थतुं नथी. सद्गुरुना उपदेश विना तेथी कंइ विशेष लाभ थतो नथी. सद्गुरुना मुखनी वाणीथी जे आत्महित थाय छे, ते लाभ पोतानी मेळे पुस्तक वांचवाथी थशे नहीं. जेटली सद्गुरुपर श्रद्धा भक्ति ओछी तेटलुंज तेने धर्म प्राप्तिमां अल्प फळ थइ शके. धर्म प्राप्ति थवी गुरु विना दुर्लभ छे, जेने गुरु उपर श्रद्धा छे तेने थोडुं जाण्युं तो पण घणुं जाण्युं, थोडुं धर्म सेवन पण घणा फलने आपशे. गुरु विना स्वच्छंदी जीवोनो आत्मा ऊखर खेत्र समान जाणवो. अने गुरुपर पूर्ण श्रद्धा छे एवा श्रावक अगर साधु शिष्योनो आत्मा उत्तम क्षेत्र सदृश जाणवो. जेनाथी धर्म प्राप्ति थइ होय,

एवा धर्माचार्यनुं हृदयमां वारवार स्मरण करवुं. जे गुरुए आपणा उपर बहु उपकार कर्यो छे तेमनी अत्यंत भक्ति करवी, तेमनुं मन सदा प्रसन्न राखवुं. तेमनी आज्ञा उल्लंघवी नहीं. गुरुनी देव करता पण अधिक भक्ति करवी. जेने सद्गुरु पर आस्था नथी, तेने मुक्ति उपर पण आस्था नथी जेणे सद्-, गुरुनो अनादर कर्यो तेने मुक्तिनो पण अनादर कर्यो. पंचमहाव्रतधारी, धर्मदानदायक श्री सद्गुरुने पुनः पुन विनय पूर्वक वंदन करवु, तेमनु वैयावच्च करवुं. श्रीमद्गुरुने आहार पाणी वस्त्र पात्र पुस्तक विगेरेथी प्रतिलाभवा. श्रीसद्गुरु कल्पवृक्ष करता पण अधिक छे कल्पवृक्षथी मुक्ति आपी शकाती नथी अने श्री सद्गुरु तो मुक्ति आपवा समर्थ छे. श्रीमद्गुरु चिंतामणि रत्न करता पण अधिक छे चिंतामणि रत्न मोक्ष सुख आपी शकतु नथी, अने श्रीसद्गुरु उपदेश द्वारा अने तेमना कथा प्रमाणे वर्तवाथी मोक्ष सुख पण प्राप्त करावे छे श्री सद्गुरु सूर्य करतां पण अधिक छे. सूर्य बाह्य वस्तुने प्रकाशे छे, अने श्री सद्गुरु तो आत्मा तथा तेना अनंता गुणोनो बोध आपी हृदयमा प्रकाश करे छे. श्री सदगुरु चद्र करतां पण अधिक छे, कारणके चद्रनी जे शीतलता छे, तेना करतां श्रीसद्गुरु अत्यत समता करी शीतल छे चद्र तो फक्त रात्रीना वखतमा प्रकाश करे छे अने सद्गुरु तो रात्री अने दिवसमा पण भव्य जीवोने ज्ञानवडे करी प्रकाशे छे श्रीसद्गुरु वन्हिकरतां पण अधिक छे कारण के वन्हि

तो एकेंद्रिय जीव छे, अने ते कंइ कर्मने बाळवा समर्थ नथी. अने सद्गुरु तो ध्यानाग्निथी कर्म काष्टने बाळी भस्म करे छे. श्री गुरु जल करतां पण उत्तम छे, कारणके जळतो मेघरुपे आकाशमां उंचे चढी नीचे पडे छे. पण श्री सद्गुरु तो गुण स्थानके चढतां नीचे पडता नथी. लोकना अग्र भागे कर्म रहित थइ वास करे छे. श्री सद्गुरु मेरुपर्वत करतां पण मोटा छे अने धैर्यवान् छे. स्वपर भव जल तारक तरणि समान सद्गुरु दर्शननो लाभ महापुण्ययोगथी थइ शके छे. आत्मानुभव ज्ञानना समुद्र समान श्री सद्गुरुने देखी जे भव्यजीवो अत्यानंद पामे छे, ते शिघ्रकालमां संसार परि-भ्रमण निवारी अनंत सुखमय शास्वतपद पामे छे. श्री सद्-गुरुने देखतां विनेयोए ( विनयवंतोए ) उभा थवुं. त्यारबाद खमासमण पूर्वक सुखशाता पूछवी. चरण कमळमां मस्तक मुकवुं, हर्षोल्लासे विनयपूर्वक वैयावच्च करवुं. मनमां एम वि-चारवुं के अहो! आजमारो दिवस सफळ थयो. अहो! आजमें मनुष्य जन्म पाम्यानुं फळ ग्रहण कर्युं. सद्गुरोर्दर्शनात् शांतिः आजमें खरी शांति ग्रहण करी, अरे पापकर्मरुप सर्पो! तमे हवे दूर जाओ, कारणके, गरुड समान श्रीसद्गुरु उपदेश मारा हृदयमां पेठो छे. हे जन्म जरा मरणनां दुःखरुप मृगो! तमे हवे सत्त्वर नाशी जाओ कारण के केशरी सिंह समान श्री सद्गुरु हवे आव्या छे.

हे! दुर्वासनाओ हवे तमे मनमांथी निकळी जाओ नहीं

तो माते पण श्रीसद्गुरु वचनामृतथी तमारो नाश थशे. अनादिकाळथी मारी साथे रहेनार हे क्रोध, मान, माया, लोभरुप कुमित्रो! हवे तमे नाशी जाओ, कारणके हवे तमे मारा शत्रु तरीके छो, एम श्री सद्गुरु वाणीथी हु जाणु छुं. कर्मथी बधाएल हे शरीर! हवे मने मोक्ष प्राप्तिमा सहाय था, कारणके हवे मने सद्गुरु सार्थवाहनो समागम थयो छे अहो आज चिंतामणि रत्न करता पण अधिक लाभ थयो. अहो आज श्री सद्गुरु कल्पवृक्षतुं में दर्शन कर्युं श्रीसद्गुरुनी श्रद्धा भक्ति ते फुल समान छे श्री सद्गुरुना वचनो रत्ननी पेठें हृदय पेटीमा साचवीने मूकीश, श्री सद्गुरु जे प्रमाणे कहेशे ते प्रमाणे हु वर्तीश, श्रीसद्गुरुनो वारंवार संयोग थवो दुर्लभ छे माटे हवे हु केम प्रमाद करु ? अहो श्री सद्गुरुए पंचमेरु समान पच महाव्रत धारण कर्या छे अहो तेमनी आगळ गृहस्थावासी, मोही, लोभी, पापारंभी संसारने असार जाणता छता पण तेमा पडी रहेनार हु शा हिसाबमा छुं? क्या मेरु पर्वत अने क्या सरसवनो दाणो क्या सूर्य अने क्या खद्योत! हुं महा पापी जीवने तारवा श्री सद्गुरु नाव समान छे. अहो कृपा समुद्र सद्गुरुने मारी शी अपेक्षा छे तोपण मेघनी पेठे उपदेशवृष्टि मारी उपर वर्षावे छे एवी मारा उपर श्री सद्गुरुनी कृपा छे. अहो श्रीसद्गुरु कर्मरुप काष्ट बाळवाने माटे वन्हि समान छे कर्मरुप काष्ट बाळी नाखवाने वन्हि समर्थ [illegible] अने श्रीसद्गुरु समर्थ

गुरु समर्थ छे. श्रीसद्गुरु महाराजानां पूर्व पुण्योदये करी में दर्शन कर्यां. कह्युं छे के.

## दुहा.

श्रीसद्गुरु दर्शन विना । जीव भटक्यो संसार ॥
श्रीसद्गुरु दर्शन करी । समज्यो धर्म विचार॥१॥
सद्गुरु वचनामृतथकी । भवोभव ताप शमाय ॥
सद्गुरु वचने स्थिरजे । मुक्ति करतल न्याय ॥२॥
पदपद कंटक वृक्षनो । संयोग सहेजे थाय ॥
कल्पवृक्ष संयोग ते । दुर्लभ जाणो भाय ॥ ३ ॥
भक्ति बहु माने करी । सेवो भवि गुरु राय ॥
जिनवाणी श्रवणे सुणी । लहेशो मोक्ष उपाय ॥४॥
जड चेतनने जाणता । श्री सद्गुरु महाराज ॥
पंच महाव्रत पालता । जाणो भव जल जहाज ॥५॥
तन मन धनथी जेहने । प्यारा सद्गुरु नित्य ॥
गुरु विनयी शिव सुख लही । होवे शुद्ध पवित्त॥६॥

इत्यादि आ दुनियामां सारमां सार मैत्रीनुं स्थान भूत श्री सद्गुरु छे. भव्योए मोक्षनी प्राप्त्यर्थम् श्रीसद्गुरुद्वारा धर्मनुं सेवन करवुं. श्री मुनीश्वरने गुरु तरीके नहीं माननारा

जीवोनी सद्गति थवी दुर्लभ छे. श्री सद्गुरुथी उपरांठा जीवो वारंवार संसार समुद्रमां अरहा परहा दुःखी थता अथडाय छे.

## श्री सद्गुरु स्मरण, भक्ति, वहुमान तेज साचो मोक्षनो उपाय छे।

मोक्ष तत्त्वाने जे समर्थ होय एवा सद्गुरुनो आधार अत्यंत पुण्यथी प्राप्त थाय छे.

### दुहा.

मान सरोवर हंस ज्युं । भूख्याने जिम अन्न ॥
सद्गुरु वाणी सुणतां । हरखे भवि जीव मन ॥७॥

मान सरोवरने देखी हंस जेम हरखे छे. अने भूख्यो माणस अन्नने देखी जेम खावानी रुचीथी हर्षे छे, तेम पंच महाव्रतधारी जिनेश्वरनी आज्ञा प्रमाणे उपदेश आपनार श्री सद्गुरुनी वाणी सांभळतां भव्यो मनमां हर्ष पामे छे. ज्ञान दर्शन, चारित्ररूप रत्नत्रयीना आराधक श्री सद्गुरु छे. कमल पत्रनी पेठे संसारना प्रेमथी लेपाता नथी मेरुनी पेठे धीर छे. समुद्रनी पेठे गंभीर गुणे करी शोभनारा छे, आकृतिथी चंद्रमानी सौम्यताने पण जीतनारा छे कुदेव कुगुरु कुधर्मरूप मिथ्यात्वना टाळणहार छे. व्यवहार अने निश्चय नयना

जाणनार छे. स्याद्वाद धर्मने हृदयमां धारण करी भव्यजीवोने पण स्याद्वाद धर्मनो उपदेश आपनारा छे. क्रोध मान, माया, अने लोभ ए चार ४ कषायने जीतनारा छे. पंच मेरुना भारनी पेठें पंच महाव्रतना भारने वहन करनारा छे. पंच सुमति युक्त श्रीसद्गुरु छे अने पंचमी मोक्षगती तेना आराधक छे. पंच समवायी कारणोना जाणनार छे. पंचाचार पोते पाळता छता अन्य भव्य जीवोने तेनो उपदेश आपे छे, पंच क्रियाने जाणी तद्धेतु अने अमृत क्रियाने सेवन करनारा छे. शब्द रुप रस गंध अने स्पर्श ए पंच विषयोना त्यागी सद्गुरु जाणवा. छ प्रकारे बाह्य अने छ प्रकारे अभ्यंतर तपना ज्ञाता तथा तेना करनार श्री सद्गुरु छे. छकायना जीवोनुं रक्षण करनार छे. षड् रिपुने जीतनारा छ प्रकारनी हानी वृद्धिने जाणनारा गुरु महाराज छे, सात भयने जीतनार अने अष्टमदना टालनहार श्रीसद्गुरु छे. अष्ट प्रवचनमाताने सम्यग् रीत्या आराधन करनारा छे, अष्टमी गतिना अभिलाषी श्रीसद्गुरु छे. नव प्रकारनां पाप नियाणांने त्यागी समभावे झीलनार श्री सद्गुरु छे. नव प्रकारनी ब्रह्मचर्यनी गुप्तिने धारण करनारा श्री सद्गुरु छे. दशविध संयमना आराधक, अगीयार अंगना जाणनार, बार उपांगना ज्ञाता तेर काठीयाना जीपक, चौद विद्यानो खप करनार, चौद गुणठाणां त्यागी पंचमी गतिना अभिलाषी, श्री सद्गुरु छे. पन्नर भेदें सिद्धना जाण, सोळ कषायना जीपक, सत्तर भेदें

संयम आराधक, अढार हजार शीलांगरथना धोरी, ओगणीस काउसग्गदोषना दोषना टालणहार, वीस असमाधिस्थान निवारक इत्यादि गुणें करी बीराजमानश्री सद्गुरु महाराजा संसाररुप समुद्रने चारित्ररुप वहाण करी सपाटा बंध तरी जाय छे. अहो एवा गुरुनो आश्रय जे जीवो करे छे, ते पण संसार समुद्रने तरे छे सात नय अने सप्त भंगीना ज्ञाता श्री सद्गुरु छे गुरु कुळ वासमां वसी सद्ज्ञानें करी सर्व उपमाओने लायक छे. बहुश्रुतनी उपमाओ श्री उत्तराध्ययन सूत्रना एकादश अध्ययनमां वर्णवी छे. ते उपमाओ जेने छाजे छे, एवा गुरु महाराजाने देखी कोने हर्ष थया विना रहे ? कोइने पण हर्ष थया विना रहे नही पंच महाव्रतनी पचवीस भावनाओअें करी जेणे पोताना आत्माने भाव्यो छे, अने व्यवहार तथा निश्चय चारित्रनुं स्वरुप जाणनारा गुरु महाराज छे, पापारंभ कामोनो जेणे त्याग कर्यो छे, सिंहनी पेठे शुरा, भारंड पंखीनी पेठे अप्रमत्त, अने बेतालीस दोष रहित आहार ग्रहण करी गामोगाम विहार करनारा श्रीसद्गुरुने देखी जेना मनमां हर्ष ना थाय ते अयोग्य जीवो जाणवा आर्त्तध्यान अने रौद्रध्यानना टालणहारश्री सद्गुरु छे. धर्मध्यान अने शुक्ल ध्यानमां स्वकाल निर्गमन करी आठ कर्मोनो नाश करनार श्री सद्गुरु छे वर्त्तमानकाळें द्रव्य क्षेत्र काळ भावें करी यथाशक्ति चारित्र पाळवामां जे महत छे कोमळ कटक वैराग्यनो त्याग करी शुष्क कंटक वैराग्यने धारण करनार श्री सद्गुरु छे. एवा

सद्गुरुने देखी उभा थवुं, बे हाथ जोडवा, त्रण खमासमण देवां, शाता पूछवी, तेमनी वैयावच्च करवी अने तेमनी अत्यंत देशना अत्यंत हर्षथी सांभळवी. श्री सद्गुरु उपदेश सांभळवानी जेने रुचि छे एवा भव्य जीवोने सम्यक्त्व रत्ननी प्राप्ति थाय छे. स्वाभाविक रीत्या उपशम रुचि पणुं आसन्न भव्यात्माओने होय छे अने तेवा जीवोने सद्गुरु वाणी सांभळवाने माटे अत्यंत रुचि मनमां वर्ते छे.

## दुहा.

मात निहाली बालज्युं । रणमध्ये जिम योध ॥
सद्गुरु पामी भव्य तेम । अनुभवनो लहे बोध१०

जेम नानुं बाळ पोतानी मातानो विरह थये शोक धारण करे छे अने ज्यारे पोतानी माताने देखे छे, अने तेने पश्चात् जेवो हर्ष थाय छे, तथा युद्धमां सुभटने जेम शुर व्यापतां लडवानो हर्ष थाय छे तेम श्री सद्गुरु महाराजने देखी भव्य जीवने मनमां हर्ष थाय छे, अने तेथी जीव अनुभव बोध श्री सद्गुरु थकी पामी शके छे. अने अनुभव ज्ञान पामतां तेने कंइ बाकी रहेतुं नथी. पार्श्वमणि संयोगथी जेम लोह सुवर्णरुप थाय छे पण लाकडुं पार्श्वमणिनो संयोग थतां सुवर्णरुपे थतुं नथी. तेम जे जीवने सद्गुरु उपर प्यार भक्ति तथा बहुमान छे ते जीव अनुभव ज्ञाननी योग्यतावाळो थइ शके छे. योग्यता विना धर्मनी प्राप्ति थइ शकती नथी. जे भव्य

रागद्वेष रहित होय. मोक्षनो अभिलाषी होय, अक्षुद्र गुणे करी युक्त होय, लज्जा युक्त होय, पारका छिद्रने देखनार तथा कहेनारना होय, पक्षपात रहित होय, सत्यनो आग्रही होय, विनयवाळो होय, जेने गुरुमहाराज उपर विश्वास होय एवो जीव धर्म रत्ननी योग्यतावाळो छे योग्यता विना धर्म रत्ननी प्राप्ति कोइकाळे थइ शकती नथी.

हवे गुरुमहाराज केवा केवा होय छे ते जणावे छे.

## गाथा.

अयतरिसिआलमकडाकरिहरिभारंड जच्चपोअनिभा संपरभववारि तारण। असथ्थ सथ्था बहुगुरुणो १

केटलाक गुरु लोहनी नाव समान छे, जेम लोढानी नाव पोते पण बुडे छे अने तेमा बेसनार पण बुडे छे तेम केटलाक गुरुओ गुरु एवु नाम धरावी लोकोने धूते छे, पोतानो स्वार्थ साधवाने माटे लोकोने आडु अवळुं वतावे छे. जीव, अजीव, पुण्य, पाप, आश्रव, संवर, निर्जरा, बंध अने मोक्ष आदि पदार्थोनुं स्वरुप जाणता नथी धर्म अने अधर्मनु स्वरुप जाणता नथी, बगध्याननी पेठे पोताना स्वार्थमा लपटी एवा कुगुरुओ लोढानी नाव समान छे. एवानो संग करवो नही, अने एमनु बहु सर्व असत्य जाणवुं. जोगी, बावा, पादरी विगेरे लोढानी नाव समान जाणवा मास खाय,

जीवोनो नाश करे, गांजा भांग पीवे छतां पोते हुं गुरु छुं एम लोकोमां व्यवहार करावे पण ते खोटा पैशा सरखा जाणवा, हवे तेने लोढानी नाव सरखा शा कारणथी जाणवा ते बतावे छे.

प्रथम जोगी विषे विचार करीए, केटलाक अज्ञ जोगीओ आत्म स्वरुपने जाणनारा होता नथी. सर्वज्ञ कोने केहवो तेनुं भान होतुं नथी. भस्म लगाववी अलेक जगाववी हर हर शिव शिव शब्दना उच्चारण मात्रथीज पोताने धर्मी माने छे. पण ते विचारा भगवाने केहेलां तत्त्वनुं स्वरुप समजता नथी. पापारंभनां काम करे छे, हिंसा जूठ, चोरी, परिग्रहथी निवृत्त थया नथी, ते बीचारा कर्मनो नाश शी रीते करी शके? अलबत कर्मनो नाश करी शके नही. अने चार गतिमां वारंवार भटकशे, तेवाने गुरुपणे माननार जीव पण चार गतिमां भटकशे. बावाओ पण अलेक जगावे छे, भगवां वस्त्र धारण करे छे. कोइ तो स्त्रीने पण राखे छे तेने लोक बावी कहे छे, ते पण आत्म स्वरुप जाणता नथी. सातनय, नवतत्व षड्द्रव्य आदि पदार्थोनुं स्वरुप जाणता नथी. हिंसा चोरी परिग्रहमां आसक्त रहे छे. हरहर आदि शब्दोने अगर भजनने गाइ जाणे छे, पण ते प्रमाणे वर्तता नथी, आरंभादिकार्यमां सदा निमग्न रहे छे. संसारी जेम संसारमां वर्ते छे, तेम पोते पण वर्तनारा छे तेथी ते पण लोढानी नाव समान जाणवा. अर्थात् पोते पण बिचारा बुडे छे, अने तेमनो आश्रय जेणे

कर्यो होय छे, ते पण ससार समुद्रमा बुडे छे. ख्रीस्ति धर्म नो उपदेश देनारा पादरीओ पण लोढानी नाव समान छे, कारणके पादरीओ स्त्रीने भोगवे छे. पैशो पासे राखे छे. गाय विगेरे पशुमा तथा पंखीमा जीव मानता नथी, मास खाय छे. जीवोनी हिंसा करे छे गरीब लोकोने आजीविकार्थी लोभावी, पोताना मतरूप कपट जाळमां फसावे छे ईश्वरने पादरीओ माने छे, अने ते इश्वरनो इशु पुत्र छे, अने तेनी मा मरीयम छे, एम माने छे इश्वरे दुनीयाने पेदा करी, अने ते दुनिया बन्यां ने सात हजार वर्षलगभग थयां एम माने छे. पण बिचारा समजता नथी के इश्वरने ते वळी पुत्र हशे ? इश्वर तो निराकार छे तो निराकारथी साकार एवा इशुनी उत्पत्ति थइ शके नहीं यत निराकारसकाशात् साकारस्य उत्पत्तिर्न भवति, आ दुनिया अनादि काळनी छे दुनियाने बनावनार कोइ नथी. अने दुनियानो कदापिकाळे नाश पण थशे नही इश्वरे दुनिया बनावी छे एम कहेवु ते खोटु ठरे छे कारणके इश्वर तो रागद्वेष रहित निराकार छे, तेनी जगत् बनाववामा प्रवृत्ति थाय नही अने तेनाथी दुनिया बने नही एवो स्वभाव छे. बीजा जीवोने मारी तेनु शरीर भक्षण करवुं तेथी महा पाप थाय छे. माटे ख्रीस्ती धर्म पण असत्य छे. तेनो सग करवो नहीं, अने कुगुरुनो सग करवो, फकीर पण लोढानी नाव समान जाणवा खुदाने देव तरीके स्वीकारे छे, खुदा सर्वने पेदा करे छे, खुदाने नथी मानतो

ते दोजखमां जाय छे, माटे सर्व मनुष्योए खुदानुशरण अंगीकार करवुं एम फकीर आदि उपदेश आपे छे पण ते यथा-योग्य नथी. खुदा एटले सत्यदेव अष्टादश दोष रहित प्रभु तेमने राग द्वेष होता नथी, प्रभु कोइने उत्पन्न करतो नथी ते माटे विशेष जोवानी जरुर होय तो अमारी बनावेली जैन धर्म अने ख्रीस्ति धर्मनो मुकाबलो, तेमां जैनधर्मनी सत्यता नामनुं पुस्तक वांचवुं, तेमां ईश्वर दुनियानो बनावनार नथी, ते विषे सारु विवेचन कर्युं छे. मुसलमान लोको धर्मनुं यथार्थ स्वरुप नहीं समजवाने लीधे हिंसा कर्म करी पापकर्म बांधी संसारमां भटके छे. अने तेमनो धर्म कहेलो जे स्वीकारे छे ते अनंतभव भ्रमण करशे.

हे शिष्य ! सांभळ—आ संसारमांथी कदापिकाळे रागद्वेष जवाना नथी, राग द्वेष अने मिथ्यात्वे करी आ संसार सदा व्याप्त रहेशे. आ वचन संसारमां राग द्वेषनी अस्तिता सूचवनार छे, गमे तेटला उपायोथी पण राग द्वेषनो नाश थतो नथी माटे प्रारब्धानुसारे स्वआत्म व्यक्ति निष्ट राग द्वेष दूर करवा प्रयत्न करवो ते उचित छे, आ संसारमां केटलाक शियाळ समान कुगुरुओ छे. पोते सांसारिक पदार्थोने सार तरीके गणी तेना उपभोगमां मच्या रहे छे, अने पोताने गुरुत्व बनाववामां अनेक प्रकारनी युक्तिओ रची भोळाजीवोने फसावे छे, हिंसा, जूठ, चोरी, स्त्री परिग्रहथी पोते विराम पाम्या नथी, तेम छतां गुरु नाम धरावतुं ते कपट जाळ छे, तेवा कु-

गुरुओ स्वामीनारायणना साधुओ पोते ब्रह्मचर्य पाळे अने तेमना गुरु तो स्त्रीनी साथे पलगमां भोग भोगवे वाहरेवाह आवा गुरुओने माटे नरकनी खाटली तैयार छे. कुदेवमां देवपणुं कुगुरुमां गुरुपणुं अने कुधर्ममां धर्मपणुं स्वामीनारायणना साधुओ तथा भक्तो माने छे, जेम शीयाळ बीजा प्राणीओने छेतरवामां चतुर छे तेम स्वामीनारायणना साधुओ पण पोताना मिथ्या डोळथी बीजाने पोताना भक्तो बनावी तेनो पैसो लइ पोताना आचार्यने समर्पण करवामा बाकी राखता नथी तेमने गुरु तरीके मानवा ते ते संसार भ्रमण हेतु छे. गोसांइजी महाराज पण पोतानी स्वार्थ बुद्धि अने विषय लालसामा रक्त रहे छे, पोतानो भक्त बनावी तेनी पासेथी पैसा लेवा अने व्यभिचार पण थाय ए आदि कृत्योथी स्वजीवन व्यर्थ गुमावे छे ज्यां सुधी स्त्री अने पुत्रादि उपर प्रीति छे त्यां सुधी पोतानी दुर्दशा छे तो बीजानी सुदशा शी रीते करावी शकशे ? जे गुरु पोते तरी शकवा समर्थ नथी तो बीजाने शी रीते तारी शकशे, गोशांइजी शीयाळ समान कुगुरु जाणवा तेनो सग करवो नही

मांकडाना समान चळचित्तवाळा जीवादि पदार्थोथी अजाण, देवगुरु धर्मनु स्वरुप नहि जाणनार हिताहित विवेक परिमुक्त एवा कुगुरुओ मर्कट समान कुगुरु तरीके जाणवा. बावीस अभक्ष्य रात्री भोजनना भक्षी ५ि राखनार

छतां हुं गुरुछुं एम बीजा प्रति कथन करनार मर्कट समान गुरु जाणवा. एवा गुरुओनो त्याग करवो.

पोताना व्रतमां दूषण नहिं लगाडनार, संसारने असार जाणनार नवतत्त्वने जाणनार समतानदीमां झीलनार जिनाज्ञा पालक गुरुओ हस्ति समान जाणवा. सकळशास्त्र पारंगामी, सातनय सप्तभंगी षड्द्रव्य निक्षेपादिथी यथार्थ तत्त्व ज्ञाता पंच महाव्रतरुप पंचमेरुना भारने वहन करनार स्त्री परिग्रह त्यागी एवा गुरुओ सिंह समान जाणवा. एवा गुरुओ मिथ्यात्वीरुप हरणोने बीवरावी दे छे. सत्तर भेदे संजमना आराधक, निद्रा प्रमादना त्यागी शत्रु मित्र उपर समभावे जेणे चित्त स्थापन कर्युं छे. द्रव्य क्षेत्र कालानुभावे चारित्र पालन तत्पर षड् द्रव्यना गुण पर्यायने जाणनार, वैरागे करी आत्मानो उद्धार करनार, गामोगाम विहार करनार गुरुजी भारंड पंखीनी उपमा पामे छे. जिनेश्वर भगवाननी वाणीथी जेणे सम्यग् रीत्या तत्त्व जाणी तेनी श्रद्धा हृदयमां करी छे, सिंह समान शूरा थइ संसारने पूंठ दइने जेणे दीक्षा ग्रहण करी छे, जीवादिक नव पदार्थनुं स्वरुप सातनये करी यथार्थ रीत्या जाण्युं छे, पंचमहाव्रतने चढते भावे करी पाळे छे अने अथिर संसारमां जरा मात्र पण कोइ पदार्थथी मोह पामता नथी, अढारहजार शिलांगरथना धोरी स्वात्महित साधनार, स्वस्वभावे रमनार, परभाव त्यागी—हंसपक्षीनी पेठे स्व अने परनो भेद करनार मुनिवर्य मुशटनी पेठें जिनाज्ञाने दिन प्रतिदिन अखंड-

पणे वहन करनार, गामोगाम अप्रमत्तपणे विहार करनार, परवस्तुमाथी ममत्व भाव त्यागी, आत्मस्वभावे रमण करनार छे.

## गाथा.

एगोहं नत्थि मे कोइ नाहमन्नस्स कस्सइ ॥
एवं अदीणमणसो अप्पाणमणुसासइ ॥ १ ॥
एगो मे सासओ अप्पा। नाणदंसणसंजुओ ॥
सेसा मे बाहिराभावा। सव्वे संजोगलख्खणा ॥२॥

भावार्थ–हु एकलोछु, मारु आ संसारमा कोइ नथी. आ प्रमाणे सत्य मनथी पोताना आत्माने ते भावे छे. 'एक मारो शास्वत आत्मा छे, आत्मा बाळ्यो बळे नहीं, छेद्यो छेदाय नही, भेद्यो भेदाय नहीं, ज्ञानदर्शन चारित्रवडे करी संयुक्त छे, बाकी बहिर्भाव संयोग लक्षणवाळो छे इत्यादि भावना भावनार अने चारित्र पाळनार अने भव्यजीवोपदेशक मुनिराज नाव समान जाणवा. जेम नाव पोते तरे छे, अने पोतानामा बेठेला हजारो जीवोने तारे छे, तेम श्री सद्गुरु पण पोते ससार समुद्रने तरे छे, अने बीजाओने तारे छे एवा गुरुनो आश्रय करवाथी जन्ममरणना दु ख नाश पामे छे अने शाश्वतपद पामी शकाय छे, ए प्रमाणे गुरुओ पोते तरनार अने बीजाने तारवामा शक्त एवा गुरुओ जाणी सुगुरुनो आश्रय करवो वळी गुरुना बे भेद छे १ लौकिक गुरु अने २ लोको-

त्तर गुरु संन्यासी भरडा भक्त जोगी फकीर ब्राह्मण पादरी आदि लौकिक गुरु जाणवा. तेनो त्याग करवो जोइए. लोकोत्तर गुरुना बे भेद छे. १ लोकोत्तर कुगुरु अने २ लोकोत्तर सुगुरु–जिनेश्वर भगवाननी आज्ञा उत्थापीने पोतानी हठे चालनार अने जिनाज्ञा विरुद्ध उपदेश आपनार लोकोत्तर कुगुरु जाणवा, अने जिनाज्ञा मुजब चारित्र पाळता जे वर्ते छे, ते लोकोत्तर सुगुरु जाणवा. वळी निक्षेपा थकी गुरुनुं वर्णन करे छे. १ नामगुरु, २ स्थापना गुरु, ३ द्रव्यगुरु अने भावगुरु, कोइनुं गुरु एवुं नाम पाडयुं ते नामगुरु, कोइपण वस्तूमां गुरुनो आरोप ते स्थापना गुरु, अने गुरुनो वेष पहेरी गुरु तत्त्वना उपयोगथी शुन्यपणुं आत्म उपयोगथी शुन्य छतां उपरना वेषे युक्त जे होय ते द्रव्यगुरु, जीवतत्त्व अने अजीवतत्त्वने सम्यग् रीत्या जाणी पुद्गल भाव त्यागी आत्म गुणमां रमणता–करनार आत्मा परमात्म पद पामे. तेना माटे यथा योग्य चारित्रने पाळनार मुनिराज–जिनाज्ञा विरुद्ध उपदेश नहीं देनार आत्मोद्धारक, कषाय वारक, मुनिराज भावगुरु जाणवा. एवा गुरुने पामी भव्य प्राणी यथातथ्य आत्म तत्त्व जाणे छे अने स्व आत्म स्वरुपनो अनुभव बोध पामेला छे एवा सद्गुरुने देखी आत्मामां अत्यंत आनंद उत्पन्न थाय छे, स्वपर तारक तरणि समान एवा गुरुनो संबंध अत्यंत पुण्ययोगे थाय छे. श्री सद्गुरु पंचाचार पाळे छे, अने अन्य पासे पळावे छे, पोते मुक्ति जाय छे अने अन्यने पण उपदेश द्वारा मुक्तिपद

प्राप्त करावे छे, पोते निर्मोही थाय छे अने अन्यने पण निर्मोही करे छे, केटलाक गुरु पांदडा समान छे, केटलाक गुरु कागळ समान छे, एवा गुरुओ पोतेज तरी शके छे, केटलाक गुरु आगबोट समान छे, हजारो लोकोने तारे छे. भिन्न भिन्न प्रकृतिवाळा मनुष्योने एक गुरु उपर गुरु बुद्धि रहेती नथी. जेनुं जेनुं कर्म, जेवी भवितव्यता तदनुसार गुरुओनी प्राप्ति थाय छे आसन्न भव्यात्माओने सुगुरु उपर भक्ति बहुमान तथा श्रद्धा रहे छे. जेना उपर गुरुनी कृपा होय छे ते संसार समुद्रने सत्वर तरी जाय छे कह्युं छे के

दुर्लभो विषयत्यागो दुर्लभं तत्त्वदर्शनम् ॥
दुर्लभा सहजावस्था सद्गुरोः करुणां विना ॥१॥

श्री सद्गुरुनी कृपाविना विषयोनो त्याग थवो दुर्लभ छे. तत्त्व साक्षात्कारनो असंभव छे—अने स्वाभाविकी सहजावस्था पामवी पण दुष्कर छे.

गुरुं यो मानवैरन्यैः समं पश्यति मोहतः ॥
न तस्यास्मिन् भवे लोके सुखं नैव परत्र वा ॥२॥

जे प्राणी श्री सद्गुरुने अज्ञानथी मदोन्मत्त अवस्थाथी सामान्य मनुष्यना जेवो गणे छे, तेने आ लोकमां तेम परलोकमा सुख प्राप्त थतुं नथी

